બાળગ્રંથાવળી :: પ્રથમ શ્રેણી :: ૧૩

# શ્રીપાળ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળ ગ્રન્થાવળી : પ્રથમ શ્રેણી : ૧૩

# શ્રીપાળ

:: લેખક ::

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ ત્રીજી : કુલ નકલ ૩૪૦૦ : સં. ૧૯૮૭

મૂલ્ય સવાઆનો.

: : પ્રકાશક : :

ધીરજલાલ ટોકરશી શાહ
ચિત્રકાર, બુકસેલર એન્ડ પબ્લીશર
હવેલીની પોળ રાયપુર : અમદાવાદ





આ પુસ્તક મુંબઇ ઈલાકા કેળવણી
ખાતા તથા વડોદરા રાજ્ય કેળવણી
ખાતા તરફથી ઈનામ લાયબ્રેરી માટે
: : : મંજુર થયું છે. : : :



ધી ‘ સૂર્યપ્રકાશ ’ પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.
પાનકોર નાકા—અમદાવાદ.

# શ્રીપાળ

:૧:

નવપદજી સહુનું કલ્યાણ કરો. તેમના આરાધનનું જે ફળ શ્રીપાળ તથા મયણાસુંદરીને મળ્યું તે સહુને મળો.

અંગ દેશમાં ચંપા નામે નગરી છે. ત્યાં સિંહરથ રાજા છે. તેને કમળપ્રભા રાણી છે. તેમને મોટી ઉમ્મરે કુંવર થયો. તેનું નામ પાડયું શ્રીપાળ.

શ્રીપાળ નાની ઉમ્મરનો છે ત્યાં રાજા મરણ પામ્યા. રાણી બહુ શોક કરવા લાગ્યા. પ્રધાને ધીરજ આપી ને બાળરાજાની આણ ફેલાવી. પણ શ્રીપાળનો કાકો અજીતસેન બહુ ખટપટી. તેણે કાવત્રાં કર્યાં ને લશ્કરને ફોડયું. અમલદારોને પણ ફોડયા. રાણી તથા કુંવરનું ખુન કરવાનું નક્કી કર્યું.

રાણીને એ વાતની ખબર પડી. એટલે મધરાતે કુંવરને લઈ નાઠી. ચારે બાજુ અજીતસેનના માણસો એટલે રસ્તો જંગલનો લીધો.

અહા ! શું બિહામણું જંગલ ! ઝાડ પર ઝાડ. ને જાળાજાંખરાનો પાર નહિ. માંહી સાવજ બોલે ને સિંહ ઘોરે. પણ શું કરે ? જીવ બચાવવા આવા જંગલમાં રાણી નાસે છે. બિચારીએ ઘર બહાર કદી પગ મૂક્યો નથી. તેને વનવગડામાં એકલું રખડવું પડે છે. તેના પગે લોહી નીકળ્યાં. વસ્ત્ર બધાં ફાટી ગયાં.

બીજા દિવસનું સવાર થયું. એટલે જંગલ પૂરૂં થવા આવ્યું. અહીં શ્રીપાળ કહે બા ! ભુખ લાગી છે. દુધ, સાકર ને ચોખા આપ. કમળપ્રભા ચોધાર આંસુએ રડતી બોલીઃ બેટા ! દુધ, સાકર તથા ચોખાને ને આપણને હજાર ગાઉનાં છેટાં પડી ગયાં. હવે તો જારબાજરીની ઘેંસ મળે તો પરમાત્માનો પાડ.

કુંવર ભુખ્યો થયો છે ને રાણી પાસે કશું ખાવાનું નથી. એમ કરતાં આવ્યા એક કોઢિયાના ટોળાં પાસે.

સાતસો કોઢિયાનું ટોળું: શરીરે ભયંકર કોઢ ને હાથે પગે ખોડાં. રાણી કહે, ભાઈ ! વખાના માર્યાં અમે તમારી પાસે આવ્યાં છીએ. આશરો આપો. એમ કહીને બધી વાત કરી. કોઢિયાઓ કહે માજી ! અમને આશરો આપવામાં વાંધો નથી. પણ અમારી સાથે રહેશે તેને ભયંકર કોઢ થશે. રાણી કહે, જેમ થવું હોય તેમ થાય. પણ અત્યારે જીવ બચાવવા દો.

કોઢીયાઓએ પોતાના ટોળામાં તેમને દાખલ કર્યાં. રાણીને ધોળી પછેડી ઓઢાડી દીધી. એવામાં અજીતસેનના સિપાઇઓ શોધ ખોળ કરતાં આવી પહોંચ્યાં. તેમણે પૂછ્યું: કોઈ બાઈ ને કુંવર અહીંથી નાસી જતાં જોયાં ? કોઢિયા કહે, કોણ જાણે ભાઈ, અમને કાંઈ ખબર નથી. સિપાઇઓ ચાલ્યા ગયા. રાણીને કુંવર બચી ગયા.

કોઢિયાઓએ ભુખ્યા કુંવરને ખાવાનું આપ્યું. કુંવરની ભુખ ટળી. પણ કોઢિયાનું અન્ન ખાવાથી ઉંબર જાતનો કોઢ થયો. જેમ ઉંબરાના થડની છાલ ફાટે તેમ શ્રીપાળકુંવરનું શરીર ફાટી ગયું. બધાએ તેનું નામ પાડયું ઉંબર રાણો.

માથી આ શે જોયું જાય ? રસ્તામાં કોઇએ વાત કરી કે કૌશામ્બીમાં એક વૈદ્ય છે. તે ગમે તેવો કોઢ મટાડે છે. એટલે રાણી કૌશામ્બી ચાલી નિકળી. સહુને કહ્યું કે ઉજ્જેણી જઇને થોભજો. ત્યાં હું આવી મળીશ.

કોઢિયાનું ટોળું ઉજ્જેણી ચાલ્યું.

: ૨ :

ઉજ્જેણીમાં પ્રતિપાળ રાજા છે. તેને બે કુંવરીઓ છે. એકનું નામ સુરસુંદરી ને બીજીનું નામ મયણાં. બંનેને રાજાએ ખુબ ભણાવી. પછી એક દિવસ પરીક્ષા કરવા રાજસભામાં બોલાવી.

બંનેને પૂછ્યુંઃ બોલો. તમે બાપકર્મી કે આપકર્મી ? સુરસુંદરી કહે, બાપકર્મી. મયણાં કહે, આપકર્મી. રાજા સુરસુંદરી

પર રાજી થયો. મયણાં પર ખીજાયો. સુરસુંદરીને એક રાજાના કુંવરને પરણાવી. મયણાંને માટે ખરાબમાં ખરાબ વર શોધવાનો વિચાર કર્યો.

રાજા નગર બહાર ફરવા નીકળ્યા ત્યાં કોઢિયાઓનું ટોળું જોયું. જોતાંયે સહુને સુગ ચડે એવા એ માણસો. રાજાએ તેમાંથી ઉંબરરાણાને પસંદ કર્યો ને મયણાંને તેની સાથે પરણાવી. પછી રાજા કહે, દીકરી ! હવે આપકર્મીપણું બતાવજે. મયણાં કહે, ઘણી ખુશીથી પિતાજી ! જો મારામાં મારાપણું હશે તો દુઃખ ટળીનેય સુખ થશે. નહિતર આપનું આપ્યું કેટલી ઘડી ટકવાનું છે !

મયણાં ને ઉંબરરાણો ચાલ્યા. મયણાં કહે, સ્વામીનાથ ! ગામમાં ગુરૂરાજ છે. નોંધારાનો એ આધાર છે. દુઃખિયાના બેલી છે. બંને દર્શને ગયા. ભક્તિ ભાવથી દર્શન કર્યા. પછી મયણાંએ પૂછ્યું: ગુરૂરાજ ! કૃપા-કરીને કાંઇ ઉપાય બતાવો જેથી મારા સ્વામીનો રોગ ટળે ને શરીર સારૂં થાય.

ગુરુ કહે, નવ આંબેલ કરો ને નવપદજીને આરાધો. સાચા ભાવે એ આરાધના કરશો તો નખમાં યે રોગ નહિ રહે.

બંનેએ આંબેલ કરવા માંડયા. જ્યાં એક આંબેલ, બે આંબેલ ને ત્રણ આંબેલ થયા ત્યાં પાધરો શરીરમાં ફેર પડવા માંડયો ને નવ આંબેલ પૂરાં થતાં તો બધો રોગ દૂર થયો. કાયા કંચનવરણી થઇ. સાતસો કોઢિયાઓએ પણ પ્રભુનાં નમણ લીધાં ને તેમના કોઢ દૂર થયા.

મયણાં સુંદરીનો હરખ માય નહિ. કમળપ્રભાને આ વાતની ખબર પડી એટલે રસ્તામાંથી પાછી ફરી ને ઉજ્જેણીમાં આવી મળી.

ગામમાં મયણાંસુંદરીનું મોસાળ હતું. મામાને બધી વાતની ખબર પડી એટલે ગાજતે વાજતે ત્રણેને ઘેર તેડયાં. બહુ આદરમાન આપ્યાં ને રહેવાને જુદા રાજમહેલ આપ્યા.

:૩:

એક વખત શ્રીપાળ કુંવર ઘોડે બેસી ગામમાં ફરવા નીકળ્યા છે. ત્યાં એક માણસે આંગળી ચીંધી કહ્યું એ ઘોડે બેસી રાજાના જમાઇ જાય ! શ્રીપાળે એ શબ્દો સાંભળ્યા એટલે તેમને એક વિચાર આવ્યો:

ઉત્તમ આપ ગુણે સુણ્યા, મધ્યમ બાપ ગુણેણ;
અધમ સુણ્યા માઉલ ગુણે, અધમાધમ સસુરેણ.

અર્થાત્–પોતાના ગુણવડે ઓળખાય તે ઉત્તમ કહેવાય. બાપના ગુણવડે ઓળખાય તે મધ્યમ ગણાય. મામાના ગુણવડે ઓળખાય તે અધમ ગણાય ને સસરાના ગુણવડે ઓળખાય તેતો અધમાધમ ગણાય.

ધિક્કાર છે મને કે સસરાના નામથી ઓળખાઉ છું. ચાલ : હવે સસરાના ગામમાં ન રહેવું. ઘેર આવ્યા. મા ને સ્ત્રીની રજા માગી. પરદેશ જઇને ધન કમાઈશું ને તેના બળે રાજ પાછું લઈશું. માટે રજા આપો. મા તથા સ્ત્રીને આ ગમે તો ક્યાંથીજ ? પણ આપણને ગમતુંજ બધું કાંઇ થોડું થાય છે ? વરસ દિવસે પાછા આવવાનો વાયદો આપી શ્રીપાળ કુંવર ચાલી નીકળ્યા.

ગામ, નગર ને નદીનાળાં પસાર કરતાં એક પહાડ આગળ આવ્યા. ત્યાં જંગલની અંદર એક માણસ વિદ્યા સાધે. તેને એક માણસની જરૂર. સારો માણસ સાચવનાર ન હોય તો વિદ્યા બરાબર સધાય નહિ. એટલે શ્રીપાળને પાસે રહેવાની વિનંતિ કરી. શ્રીપાળ ત્યાં રહ્યા ને પેલાની વિદ્યા સિદ્ધ થઈ. એટલે તેણે રાજી થઇને બે વિદ્યાઓ આપી. એક જળતરણી ને બીજી શસ્ત્ર-સંતાપહરણી. એકથી પાણીમાં ન ડુબાય ને બીજીથી શરીરે ઘા ન પડે.

શ્રીપાળ કુંવર અહીંથી ચાલી નીકળ્યા. ચાલતાં ચાલતાં ભરૂચ બંદરે આવ્યા. અહીં ધવળ શેઠ નામનો એક જબરદસ્ત વેપારી. પાંચસો વ્હાણો માલનાં ભરીને દરિયાની સફરે જાય. શ્રીપાળને દેશાવર જોવાની હોંશ એટલે મહિને સો સોનામહોરો ભાડું આપવાનું ઠેરવી વ્હાણમાં બેઠા.

અનુકુળ પવન વાયો એટલે વ્હાણ ઉપડયાં.

:૪:

વ્હાણમાં માલિમ બેઠા પટ ને પુસ્તકો

જુએ છે. સુકાનીઓ સુકાન સંભાળે છે. ધ્રૂવ-તારો જોનારા ધ્રૂવતારો જુએ છે. નિશાનીઓ પાણીનાં ઉંડાણ માપે છે. કરાણીઓ માલ સાચવે છે. માંજરીઓ પવન જુએ છે. પહેરાયતો પહેરા ભરે છે. ખારવાઓ સઢ ને દોર સંભાળે છે. હલકારાઓ હલેસાં મારે છે. વ્હાણ ભર દરિયે ચાલ્યાં જાય છે.

એવામાં એક માંજરી બોલ્યોઃ શેઠજી ! પવન મધુરો મધુરો વાય છે. આ બબ્બર કોટ બંદર દેખાય છે ત્યાં વ્હાણને ઘડીક નાંગરો. એટલે જેને મીઠું પાણી ને બળતણ લેવા હોય તે લઇ લે. ધવળ શેઠ કહે, વ્હાણ બબ્બર કોટ બંદરે નાંગરો. વ્હાણ બબ્બર કોટ બંદરે નાંગર્યાં. ત્યાં રાજાના સિપાઇઓએ દાણ માગ્યું. ધવળશેઠ કહે, દાણ શેનું ? અમારે અહીં ક્યાં વેપાર કરવો છે ? મોટી તકરાર થઈ. પણ ધવળશેઠ માન્યા નહિ. એટલે રાજાએ લશ્કર મોકલ્યું. લશ્કરે આવીને ધવળશેઠને પકડયા ને ઝાડે ઉંધા માથે લટકાવ્યા. શ્રીપાળ કહે, ભુંડું કામ

થયું. વાણિયે દાણ આપ્યું નહિ ને હવે ગરદન મરાશે. વ્હાણ બધા જપ્ત થશે. એટલે તેમણે લશ્કરને આવી પડકાર દીધોઃ ખબરદાર ! ધવળ શેઠનો વાળ વાંકો કર્યો તો. તમે હજી શ્રીપાળના હાથની સુખડી ચાખી નથી ! એમ કહી લશ્કરની સામે દોટ દીધી.

ભારે જંગ મચ્યો. પણ શ્રીપાળને ઘા પડે નહિ. લશ્કરના માણસો ટપોટપ હેઠા પડે. થોડી વારમાં તો બધું લશ્કર છિન્ન ભિન્ન થઈ ગયું. શ્રીપાળે ધવળશેઠને છોડાવ્યા. ધવળશેઠે પોતાનો જીવ બચાવવા ખાતર અર્ધા વ્હાણ શ્રીપાળને આપ્યા.

બબ્બરકોટના રાજાને આ પરાક્રમી પુરૂષની ખબર પડી. એટલે તેમનું સામૈયું કર્યું. પોતાની કુંવરી પરણાવી.

હવે ધવળશેઠ બોલ્યાઃ શ્રીપાળજી ! રત્નદ્વીપ હજી ઘણે દૂર છે. રોકાવું પાલવે તેમ નથી. માટે ઝટ વિદાય લ્યો. શ્રીપાળે પોતાની સ્ત્રી સાથે વિદાય લીધી. વ્હાણ હંકારી મૂક્યા. કેટલાક વખતે તે રત્નદ્વીપ બંદરે જઈ પહોંચ્યા.

અહીં ધવળશેઠ પોતાના તથા શ્રીપાળના કરિયાણાં વેચવા લાગ્યા. શ્રીપાળ આજુબાજુનો મુલક જોવા લાગ્યા. ત્યાં પાસેજ એક પ્હાડ હતો. તે પ્હાડપર મંદિરનાં કમાડ બંધ થઇ ગયેલાં તે કોઇથી ઉઘડે નહિ. ત્યાંના રાજાએ નક્કી કર્યું કે જેનાથી કમાડ ઉઘડે તેને પોતાની કુંવરી પરણાવવી. શ્રીપાળથી તે કમાડ ઉઘાડયા ને ત્યાંના રાજાએ કુંવરી પરણાવી.

ધવળશેઠે પોતાના તથા શ્રીપાળના બધા કરિયાણાં વેચી નવા કરિયાણાં ભરી લીધા. પછી વ્હાણ પાછા હંકાર્યા.

શ્રીપાળ પોતાની બંને સ્ત્રીઓ સાથે કુવા થંભના ગોખે બેસે છે ને આનંદ કરે છે.

અહીં ધવળશેઠ વિચારવા લાગ્યાઃ આ શ્રીપાળ હાથે પગે આવ્યો હતો તેને આજ આટલી બધી રિદ્ધિસિદ્ધિ થઈ. બે બે તો રૂપાળી સ્ત્રી પરણ્યો. અહા ! શું તેનું રૂપ છે ને ! જો શ્રીપાળને હું દરિયામાં ફેંકી દઉં તો સ્ત્રીઓ પણ મારી થાય ને ધન પણ મારૂં થાય.

ધવળશેઠે શ્રીપાળની સાથે ખુબ હેતથી વાતો કરવા માંડી. પછી એક વખત વ્હાણની કોરે માંચડો બાંધ્યો. તેના પર ચડીને ધવળશેઠે બૂમ મારીઃ શ્રીપાળજી ! આવો આવો ! જોવું હોય તો એક કૌતક છે. શ્રીપાળ કુંવરને મનમાં દગાની ગંધ પણ નથી. તેઓ માંચડાપર આવ્યા. ધવળશેઠે તેમને ધક્કો માર્યો. શ્રીપાળ દરિયામાં પડયા.

દરિયામાં કાળું ભમ્મર પાણી. મકાન જેવડાં માંહિં મોજાં ઉછળે. મગર ને બીજા ભયંકર પ્રાણીઓ બહાર ડોકિયાં કરે. શ્રીપાળજીએ નવપદજીનું ધ્યાન ધરી લીધું. દરિયામાં તરવા માંડયું.

જળતરણી વિદ્યાના પ્રતાપે તે તરતાં તરતાં કોંકણ દેશના કિનારે જઈ પહોંચ્યા. થાકીને તે લોથ પોથ થઈ ગયા છે. એટલે પાસે જંગલમાં એક ચંપાના ઝાડ નીચે જઇને સુતા.

:૬:

કોંકણ દેશના રાજાની કુંવરી જુવાન

થઇ છે. સારા વરની ખુબ શોધ કરે છે. પણ ક્યાંઈ સારો વર મળતો નથી. એટલે જોશીને બોલાવીને જોશ જોવડાવ્યા. જોશી પણ બરાબર જોશ જોનાર. તેમણે કહ્યું કે અમુક વાર ને અમુક તિથિએ અમુક વખતે દરિયા કિનારે જજો. ત્યાં એક પ્રતાપી પુરુષ મળશે. તેને કન્યા પરણાવજો.

આજે બરાબર તેજ તિથિ ને તેજ વાર છે. એટલે રાજાના સિપાઇઓ દરિયા કિનારે આવી પહોંચ્યા. જયાં જુએ ત્યાં ચંપાના ઝાડ નીચે એક મહા પ્રતાપી પુરૂષ સુતો છે.

શ્રીપાળ કુંવર જાગે ત્યાં આજુબાજુ સિપાઇઓનું ટોળું. સિપાઇઓએ સલામ ભરીને કહ્યું: પધારો રાજમહેલે. તમને રાજનાં આમંત્રણ છે. શ્રીપાળ રાજમહેલે ગયા. રાજા તેમને જોઈ પ્રસન્ન થયો. પોતાની કુંવરી પરણાવી. પછી તેમને એક હોદ્દો સોંપ્યો. સભામાં જે કોઈ નવીન માણસ આવે તેમને પાનનું બીડુ આપવું.

:૭;

શ્રીપાળ દરિયામાં પડતાં ધવળશેઠે નીચ પ્રયત્ન કરવા માંડયા. સતીઓનું સત્ લુંટવા તેણે પ્રયત્ન કર્યો પણ તેમાં ફાવ્યો નહિ.

શ્રીપાળની બે સ્ત્રીઓ જીનેશ્વરનું નામ લે છે ને પોતાનો વખત પસાર કરે છે.

એમ કરતાં ધવળશેઠનાં વ્હાણ કોંકણ દેશના કિનારે આવ્યા. તે મોટી ભેટ લઈ રાજા પાસે ગયો. ત્યાં શ્રીપાળે પાનનું બીડું આપ્યું.

ધવળશેઠ આ જોઈ આશ્ચર્ય પામ્યો. મનમાં વિચારવા લાગ્યોઃ મારો વ્હાલો આ અહીં ક્યાંથી ! દરિયામાં નાખી દીધો તોય જીવતો નીકળ્યો ! ઠીક. બીજી કાંઇ યુક્તિ કરવા દે.

શ્રીપાળ તો હલકા કુળનો છે એમ બતાવવા પ્રપંચ કર્યા. પણ આખરે પાપનો ઘડો ફુટી ગયો. રાજાએ જાણ્યું કે ધવળશેઠ મહાપાપી છે એટલે તેને ગરદન મારવા વિચાર કર્યો. પણ શ્રીપાળને મનમાં થયું કે ગમે તેવા હોય તોય ધવળ

શેઠ મને આશરો દેનાર છે. તેમને એવી શિક્ષા ન ઘટે. તેમણે ધવળશેઠને છોડાવ્યા ને પોતાના મ્હેમાન બનાવ્યા.

શ્રીપાળે ધવળશેઠ પર ઘણી મહેરબાની કરી પણ ધવળશેઠના મનમાંથી ઝેર જાય નહિ. તેમણે એક પાળેલી ચંદનઘો મેળવી. રાત પડી એટલે તેના પુંછડે દોરી બાંધી તે ઘોને ઉપર ફેંકી. ઘો જાણે લોઢાનો ખીલો હોય તેમ ચોંટી ગઈ. પછી ધવળશેઠે દોરીના આધારે ચડવા માંડયું. જયાં અરધે પહોંચ્યા ત્યાં હાથમાંથી દોરી સરકી. ધવળશેઠ ભફાંગ લેતાં પત્થર પર પટકાયા. તરતજ રામ રમી ગયા.

ધવળશેઠની બધી મિલકત તેમના મિત્રોને સોંપી.

: ૮ :

રાજાની એક કુંવરીએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે વીણા વગાડવામાં મને જીતે તેનેજ પરણું. શ્રીપાળ તેને વીણા વગાડમાં જીતીને પરણ્યા.

એક અદ્‌ભુત્ રૂપવાળી રાજકુંવરીએ

સ્વયંવર રચાવ્યો હતો. ત્યાં શ્રીપાળ પહોંચ્યા ને વરમાળા તેમના કંઠે પડી.

એક રાજાની કુંવરીએ અમુક દુહા પુરા કરી આપે તેને પરણવાનું નક્કી કર્યું હતું. તે દુહા શ્રીપાળથી પુરા થયા ને તે રાજકુંવરી તેમને વરી.

એક રાજાની કુંવરીને ઝેરી સાપ ચડયો હતો. શ્રીપાળે તેનું ઝેર ઉતાર્યું ને રાજાએ તેમને એ કુંવરી પરણાવી.

એક જગાએ રાધાવેધ સાધે તેને કુંવરી પરણાવવાની હતી. શ્રીપાળે રાધાવેધ સાધ્યો ને કુંવરીને પરણ્યા.

આ પ્રમાણે પરદેશમાં આઠ સ્ત્રીઓ પરણીને ખુબ ધન મેળવી લશ્કર સહિત ઉજ્જેણીની પાસે આવી પહોંચ્યા.

ઉજ્જેણીના રાજાએ જાણ્યું કે કોઇ મોટો રાજા ચડી આવ્યો છે એટલે શરણે આવ્યો. શ્રીપાળ પોતાની માતા તથા મયણાંને મળ્યા ને ખુબ રાજી થયા. આનંદનો ઓચ્છવ માંડયો.

ત્યાં નાટકીઆઓની એક મંડળી નાટક કરવા લાગી. બધા નટો પોતપોતાના પાઠ આનંદથી ભજવે પણ એક નટી ઉભી ન થઇ.

તેની આંખમાંથી ચોધાર આંસુ પડતા હતા. તપાસ કરતાં બધી હકીકત જણાઈ. તે નટી સુરસુંદરી પોતે હતી. તેનો સ્વામી પોતાના શહેર જતાં લૂંટાયો. લૂંટારાએ તેને પકડીને વેચી. ને આખરે તેને આ ધંધો કરવા વખત આવ્યો.

રાજાને આપકર્મીપણાની ને બાપકર્મીપણાની પરીક્ષા થઈ ગઇ.

:✿:

હવે શ્રીપાળ પોતાનું રાજ્ય લેવા લશ્કર લઇને શુભ મુહૂર્તે ચાલી નીકળ્યા. ચંપા નગરી થોડે છેટે રહી એટલે સંદેશો કહેવડાવ્યો: અજીતસેન રાજાને માલમ થાય કે તમારો પુત્ર શ્રીપાળ જેને તમે પરદેશ હોંશિયાર થવા મોકલ્યો હતો તે આવી ગયો છે. તમે હવે ઘરડા થયા છો તો રાજ્ય અમને સોંપી ને ધર્મધ્યાન કરો.

અજીતસેનને આ માન્યું નહિ. મોટી લડાઈ થઈ. તેમાં અજીતસેન હાર્યો. શ્રીપાળ રાજગાદીએ બેઠા. કાકાએ પોતાના પર જુલમ ગુજાર્યો હતો તે ભૂલી જઇને પણ તેમને માનભરી પદવી આપી.

રાજ્યમાં રૈયતને ખુબ સુખ આપ્યું. નવપદજીનો મોટા ઠાઠમાઠથી ઓચ્છવ કર્યો.

અજીતસેનને સમય જતાં વૈરાગ્ય થયો એટલે તેમણે દીક્ષા લઇને પવિત્ર જીવન ગાળ્યું.

રાજા શ્રીપાળ તથા મયણાં વગેરે રાણીઓ પણ ઉંચું જીવન ગાળી સદ્ગતિએ ગયાં.

આજે પણ નવપદજીની ઓળી થાય છે ને સહુના મોઢે શ્રીપાળ મહારાજાનુ નામ બોલાય છે. ધન્ય છે પરાક્રમી પુરૂષોને ! ધન્ય છે સાચા ભાવે નવપદજીને આરાધનારને !

शिवमस्तु सर्वजगतः ॥

---

# ઃઃ બાળ ગ્રંથાવળી ઃઃ

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી રીખવદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વા |
| ૨ નેમ-રાજુલ | ૨ ચક્રવર્તી સનત્કુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૩ શ્રીપાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિવ |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ |
| ૬ મહાત્મા દૃઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશો-વિજયજી |
| ૮ રાણી ચેલ્લણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહાસતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નંદયંતી |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ-તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચ ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચ ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈન સાહિત્યની ડાય |

દરેક સેટની કિમ્મત રૂ. દોઢ તથા વી. પી. પોરટેજ છ આના.

બીજા પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર. હવેલીની પોળ : **અમદાવાદ.**